☆ પ્રકાશન નં. ૨૫૬ ☆

# ‘ધ વર્લ્ડ ઑફ ફતવાઝ’ :
# જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ

★

ઝકરિય્યા એ. પટેલ



**પ્રકાશન વિભાગ**
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ ૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (GUJ.-INDIA)

## ધ વર્લ્ડ ઑફ ફતવાઝ :

## ''જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ''

લેખક : ઝકરિય્યા એ. પટેલ

આવૃત્તિ : પહેલી

પ્રત : ૨૦૦૦

સન હિ. : ૧૪૧૭

સન ઈ. : ૧૯૯૭

મૂલ્ય : [illegible]



**પ્રકાશન વિભાગ**

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ. પો. **કંથારીઆ**–૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (GUJ. -INDIA)

# ☆ બે બોલ ☆

દારુલ ઉલૂમ–ડાભેલના ફતાવા વિભાગના અધ્યક્ષ અને ગુજરાતના સુપ્રસિદ્ધ મુફતી હઝરત મવલાના અહમદ ખાનપૂરી સાહબ (દા. બ.)એ મને અરુણ શૌરીનું પુસ્તક "THE WORLD OF FATWAS" આપતાં કહ્યું, "આ પુસ્તક મુસ્લિમ સમાજને ઉલમાએ કિરામથી વિખૂટો પાડી દેવાની નિયતથી લખાયું હોઈ તમે એના વિશે લખો, પરંતુ જવાબરૂપે નહીં, બલકે એ રીતે કે સામાન્ય મુસ્લિમો શૌરીની આ શબ્દજાળમાં ન ફસાય, શૌરીને જવાબ આપવાની કોઈ જરૂરત નથી અને કોઈ અર્થ પણ નથી." શૌરીના પુસ્તકનો જેમ જેમ અભ્યાસ કરતો ગયો તેમ તેમ એવું લાગવા માંડયું કે આ "દ્વેષકથા"ને સમય ફાળવવાનો શો અર્થ ? આમ છતાં, પુસ્તકનો અભ્યાસ કર્યા બાદ, મુસ્લિમો આ પ્રકારની શબ્દરમતથી ન છેતરાય તે માટે થોડુંઘણું લખવાનું જરૂરી માનીને આ ટચૂકડી પુસ્તિકા તૈયાર કરી છે.

ગુજરાતી પત્રકારત્વમાં વિશેષ કરીને "સમકાલીન" દૈનિક (મુંબઈ) અને "વર્લ્ડ નેટવર્ક" સાપ્તાહિક (અમદાવાદ)માં શૌરીના આ પુસ્તકને ખૂબ વધાવવામાં  આવ્યું અને ગુજરાતના સામાન્ય મુસ્લિમ વાચકો પૈકી ઘણા બધાના મનમાં આનાથી શંકાઓ પણ ઊઠી. જેમ કે, દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆના ફતાવા વિભાગના અધ્યક્ષ અને ગુજરાતના ટોચના મુફતી હઝરત મવલાના ઈસ્માઈલ

સાહબ ભડકોદ્રવી (દા. બ.)એ વાતચીત દરમિયાન જણાવ્યું હતું કે ‘કેટલાક મુસ્લિમો પ્રશ્ન કરે છે કે શું ખરેખર તલાક બાબત આ પ્રકારના ફતવાઓ છે ખરાં ? શું ઈસ્લામમાં આવું બધું છે ખરું ?’

— દુઆ છે કે અલ્લાહ તઆલા આ ટચૂકડી પુસ્તિકાને લાભદાયી બનાવે અને મુસ્લિમ સમાજની ઈસ્લામ પ્રત્યેની નિષ્ઠાને વધુ ને વધુ મજબૂત બનાવે, આમીન !

**—ઝકરિય્યા એ. પટેલ**

**જવાહર રોડ, લુણાવાડા—૩૮૯ ૨૩૦**



  



## ☆ બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ ☆

એકવીસમી સદી અગાઉના એટલે કે વીસમી સદીના છેલ્લા દાયકામાં ભારતના મુસ્લિમોમાં એક એવો ગુણ સ્થાયી સ્વરૂપે કેળવાઈ રહેલો જોવા મળે છે, જેના વગર શયતાની તાકાતોને હંફાવી અને પરાસ્ત કરવી અત્યંત મુશ્કેલ છે. આ ગુણ છે 'ભસતા કૂતરાઓ' તરફ ધ્યાન ન આપવાની નીતિ. અગાઉ જે વાતો ઉપર મુસ્લિમો છંછેડાઈ જતા હતા તે વાતો ઉપર હવે એકદમ છંછેડાઈ નથી ઊઠતાં તેવું મારું અંગત મંતવ્ય છે. કારણ કે, ૧૯૪૭ થી ૧૯૯૭ સુધીનાં ૫૦ વર્ષ અનુભવો મેળવવા માટે અને સમયના રંગોને પારખવા માટે ઓછાં ન ગણાય. કદાચ ભારતના મુસ્લિમ માનસે આ મનોવૈજ્ઞાનિક વાસ્તવિકતાને સમજી લીધી છે કે એમની લાગણીશીલતા અને સંવેદનશીલતાનો ગેરલાભ લઈ શત્રુઓ નજીવી બાબતોમાં એમને છંછેડીને વિકૃત આનંદ માણી રહ્યાં છે. ભારતીય મુસ્લિમોનો આ અભિગમ અત્યંત આવકારદાયક, મુત્સદીભર્યો અને અસરકારક છે. મૌન શયતાનને પણ હંફાવી દે છે. આ એક સ્પષ્ટ વાત છે કે કોઈ પણ મુદ્દે પ્રતિભાવ કે પ્રત્યાઘાત આપવો આ વાતની નિશાની છે કે તમે એ મુદ્દાને ઘણું જ મહત્ત્વ આપી રહ્યાં છો. જો પ્રત્યાઘાત આપવામાં જ ન આવે તો વિકૃત આનંદ માણનારાઓની કમ્મર આપમેળે જ તૂટી જાય છે. "હાથી પાછળ કૂતરાં ઘણા ભસે છે" એ કહેવતનો અમલ અત્યંત લાભદાયી છે, જે તરફનું ભારતના મુસ્લિમોનું પ્રયાણ આવકારપાત્ર અને આનંદપ્રેરક છે. વળી, શાને નુબુવ્વત અથવા ઈસ્લામના પ્રતીકોની તવહીન (અપમાન અને બદનક્ષી)ના અનુસંધાનમાં લોહિયાળ પ્રત્યાઘાતો આપવાનો મુસ્લિમોનો અભિગમ પણ એટલો જ

આવકારપાત્ર અને ગૌરવરૂપ છે, કારણ કે આ આખો મુદ્દો જ અલગ છે, જયાં મૌન કે ચૂપકીદી જગતના સર્વશ્રેષ્ઠ માનવજૂથની સાંસ્કૃતિક અસ્મિતાથી વિરુદ્ધની વાત છે. ઉપર જે વાતનો મેં ઉલ્લેખ કર્યો છે તે ઈસ્લામના સિદ્ધાંતોની ખોટી ટીકા કે ખોટા અર્થઘટનોના સંદર્ભમાં છે, કે જે બાબતમાં "હાથી પાછળ કૂતરાં ઘણા ભસે છે"ની નીતિ જ વધારે અસરકારક છે. ભારતના મુસ્લિમોએ આ બે બાબતો વચ્ચેની ભેદરેખાને પારખીને જે અનૂકુળ વલણ અપનાવ્યું છે તે એમની શાનને અનુરૂપ છે.

સુવિખ્યાત પત્રકાર અરુણ શૌરીના પુસ્તક "THE WORLD OF FATWAS" વિશે ભારતીય મુસ્લિમોનો મૌન પ્રત્યાઘાત મારા ઉપરોક્ત મંતવ્યનું સમર્થન કરે છે. અરુણ શૌરી આમ તો મોટા ગજાના લેખક અને પત્રકાર છે; પરંતુ આશ્ચર્યની વાત છે કે એક "વિશ્વવિખ્યાત" પત્રકારને ઈસ્લામના અને ફતવાઓના 'ઝીણવટભર્યા અભ્યાસ' પછી એક પણ ખૂબી દેખાઈ નહીં ! જો કોઈ માણસ સારા આશયથી કોઈ કામ કરે તો સ્વાભાવિકપણે જ એની નજર બન્ને પાસાંઓ ઉપર પડે. વિષયના મૂલ્યાંકનમાં ટીકાકારની દ્રષ્ટિ સારી–નરસી બાજુઓને એકસરખો ન્યાય આપે છે. હા, જો ટીકાકારનો આશય જ ગંદો હોય તો જુદી વાત છે. અરુણ શૌરીનું દુર્ભાગ્ય તો જુઓ કે જયાં સો ટકા સૌંદર્ય અને સારાપણું જ ઠાંસી ઠાંસીને ભરેલું છે અને 'બુરાઈ'નો એક અંશ પણ નથી ત્યાં એમને સો ટકા નરસું અને ખરાબ જ જોવા મળ્યું ! – આ પછી એના સિવાય બીજું શું કહી શકાય કે –**"જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ."**

ભારતના આ ખ્યાતનામ પત્રકારે ઈસ્લામ અને મુસલમાનોને ભાંડવામાં લગભગ ૬૮૫ પેજ કાળાં કર્યાં છે. રૂપિયા ૪૫૦ નું મૂલ્ય ધરાવતું આ પુસ્તક એના નૈતિક મૂલ્યની દ્રષ્ટિએ જોવા જઈએ તો આ પ્રકારના **સસ્તામાં સસ્તાં** પુસ્તકોની હરોળમાં આવી શકે તેમ છે, કારણ

કે એમાં શૌરીએ જે કાંઈ આલેખન કર્યું છે તેનાથી મૂળભૂત વાસ્તવિકતાઓ તદ્દન ભિન્ન છે. બે–પાંચ ફતાવાગ્રંથોના ૧૮,૦૦૦ પાનાંઓના અભ્યાસને શૌરી "ઈસ્લામનો ઊંડો અભ્યાસ" સમજતાં હોય એવું જણાય છે. શૌરીના સમર્થકો પણ "૧૮,૦૦૦ પાનાં" સાંભળીને મોંમાં આંગળા નાંખી ગયા છે...... પરંતુ આ બિચારાંઓને ખબર નથી કે તેઓ જે ચોર્યાસી લાખ જનમની માન્યતા ધરાવે છે તેવાં ચોર્યાસી લાખ જનમ પણ ઈસ્લામના અભ્યાસ માટે ઘણાં જ ઓછાં પડે તેમ છે ! દુનિયાભરમાં, ભારતભરમાં કે ગુજરાતમાં પથરાયેલાં ઈસ્લામી શિક્ષણ કેન્દ્રોની લાયબ્રેરીઓની જો તેઓ મુલાકાત લે તો તેમને ખબર પડે કે પેલાં ૧૮,૦૦૦ પાનાંની હેસિયત શું છે ? આ ૧૮,૦૦૦ પાનાં એટલે વધુમાં વધુ તો એમ કહી શકાય કે અફાટ મહાસાગરના બે–ચાર જલબિંદુઓ ! અરુણ શૌરીએ આ પુસ્તક તૈયાર કરવામાં બે–અઢી વર્ષ મહેનત કરી એમાં શૌરીના ચેલાઓની આંખો ફાટી ગઈ છે ! જો આ લોકો ઈસ્લામી સાહિત્યના ઈતિહાસનો અભ્યાસ કરે તો મને લાગે છે કે એમની આંખો તો શું, મગજ સદ્ધાં ફાટી જાય !

અરુણ શૌરી કદાચ એવું સમજતા હતા કે આ પુસ્તકને કારણે મુસ્લિમોનો ક્રોધ ભભૂકી ઊઠશે અને દેશભરમાં તેની હોળીઓ થશે, મુસ્લિમ ઉલમાઓ તરફથી તેનો પ્રબળ વિરોધ થશે અને કદાચ પ્રતિબંધની માંગ ઊઠશે. જેમ કે, શૌરીના આ પુસ્તકની પરિચયાત્મક લેખશ્રેણીમાં શ્રી સૌરભ શાહે જણાવ્યું હતું : 'અરુણ શૌરીને અંદાજ છે કે આ પુસ્તકને કારણે મુસ્લિમો રોષે ભરાશે. એટલે જ એમણે વ્યથિત થનારા ઈસ્લામધર્મીઓને પહેલેથી જ શીખ આપી દીધી છે કે રોષ વ્યકત કરતાં પહેલાં જે–જે ગ્રંથોના ઉલ્લેખ છે તે જરા વાંચી જાઓ....'' (નેટવર્ક, તા. ૫–૮–'૯૬, પાનું–૧૩) –પરંતુ શૌરી અને એમના સમર્થકોનું

આ અનુમાન પરપોટા જેવું પુરવાર થયું. ન તેનો પ્રબળ વિરોધ થયો, ન હોળીઓ થઈ, ન મુસ્લિમ ઉલમાઓએ પોતાનું ધ્યાન પૂર્ણપણે કેન્દ્રિત કર્યું. શા માટે ? ''હાથી પાછળ કૂતરાં ઘણા ભસે છે'' એ સત્ય સમસ્ત મુસ્લિમ સમાજ સમજી ચૂકયો છે તેથી સ્તો. ભારતના મુસ્લિમોને અરુણ શૌરીનો અનુભવ કયાં નથી ? એમના માનસ અને પૂર્વગ્રહો જગજાહેર છે. ઈસ્લામ અને મુસલમાનો વિશે તે વર્ષોથી અડૂકદડૂકિયા શૈલીમાં ધડ–માથા વગરની વાતો લખતા આવ્યા છે. આવા માણસના ઈસ્લામ વિશેના અભિપ્રાયોનું શું વજન હોઈ શકે છે કે જેના માટે પ્રત્યાઘાત વ્યકત કરવાં પડે ! મુસ્લિમોએ આ પુસ્તક વિશે બિલકુલ અજાણ રહીને જે મુત્સદીપણું બતાવ્યું તેનું કારણ પણ શૌરીની સર્વવિદિત ઈસ્લામ દુશ્મની છે. આજે આ પુસ્તક પ્રગટ થયાને લગભગ એક વર્ષ ઉપર વીતી ગયું હોવા છતાં તેની ઝાઝી ચર્ચા ન હોવાને કારણે શકય છે કે શૌરી ભારે વ્યથિત હોય અને પોતાનો ''કઠોર પરિશ્રમ'' વ્યર્થ પુરવાર થયાનું માનતા થઈ ગયા હોય. શૌરીની આ હતાશા ''વર્લ્ડ નેટવર્ક''ના પ્રતિનિધિઓએ એમની જે મુલાકાત લીધી હતી એમાં બીજા સ્વરૂપે વ્યકત થઈ છે. એમને પૂછવામાં આવ્યું : ''તમારા અગાઉના 'મિશનરીઝ ઈન ઈન્ડિયા' જેવાં કેટલાંક પુસ્તકોના પ્રકાશન પછી જે જબરદસ્ત વિવાદ સર્જાયો એના કરતાં અનેકગણો વિવાદ આ પુસ્તક બજારમાં આવ્યા પછી સર્જાશે એવું લાગતું હતું, પણ અગાઉની સરખામણીમાં અહીં, મુસ્લિમ કોમવાદીઓ દ્વારા, તીવ્ર પ્રતિક્રિયા આવી નથી.'' –જવાબમાં શૌરીએ કહ્યું : ''મને આનંદ છે કે એમની તીવ્ર પ્રતિક્રિયા ન આવી અને મારો આશય હંમેશા પ્રતિક્રિયા જન્માવવાનો નહીં, પણ પુસ્તક વિશે લોકો શાંતિથી વિચાર કરે એ જ રહ્યો છે...... મને ખબર છે કે આ પુસ્તકનું મટીરિયલ એસિડ જેવું છે. (મુસ્લિમ સમાજમાં) જે

કંઈ ખોટું છે તેનો આ એસિડ નાશ કરી નાખશે. આ મારી આશા છે. કોઈ મોટી પ્રતિક્રિયા આવે તેની આશા નથી.'' –ત્યાર બાદ એમને પૂછવામાં આવ્યું : ''પણ તમને શું લાગે છે કે કેટલાંક બહુબોલકા મુસ્લિમ નેતાઓ આ પુસ્તકની વિરુદ્ધમાં બોલવાને બદલે ગણગણાટ કરીને ચૂપ રહ્યાં. તેઓએ ધાર્યું હોત તો પુસ્તકની જાહેરમાં હોળી કરાવી શકયા હોત....'' – જવાબમાં શૌરીએ જણાવ્યું : ''એવું બનત તો આ પુસ્તક પ્રત્યે વધુ લોકોનું ધ્યાન ખેંચાયું હોત, જે એમને જોઈતું નથી અને હું પણ આ પુસ્તક એ પ્રકારે ચર્ચાસ્પદ બને એવું ઈચ્છતો નથી.... આ પુસ્તકને વધુ વિવાદગ્રસ્ત બનાવીશું તો એ પોતાના જ હિતમાં નહીં હોય એવું જેમણે વિચાર્યું હોય એમની દીર્ઘદ્રષ્ટિને હું બિરદાવું છું !'' (વર્લ્ડ નેટવર્ક, ૨૫ નવેમ્બર, ૧૯૯૬, પાનું–૧૭)

– પોતાની નિરાશા, તીવ્ર અસંતોષ અને મહામહેનતે કાળાં કરેલાં ૬૮૫ પાનાંની નિષ્ફળતાને ઢાંકવાનો શૌરીએ કરેલો મિથ્યા વ્યાયામ એમના ઉપરોકત શબ્દોની ભીતરમાંથી ઊપસી આવે છે. ભારતના ૨૦ કરોડ મુસ્લિમોની સહનશીલતા, પરિપકવતા, માનસિક સ્થિરતા અને ઠરેલપણાનો શૌરીને થયેલો શાયદ આ સૌ પ્રથમ તીવ્રતમ અનુભવ હશે, જેનો સ્વીકાર કરવાને બદલે તે કેવી આલંકારિક શૈલીમાં સોહામણો તર્ક કરે છે અને પોતાની ઘોર હતાશાને સોહામણા અર્થઘટનો દ્વારા કેવી ચતુરાઈથી ઢાંકવાની વ્યર્થ મથામણ કરે છે ! જો અરુણ શૌરી અને એમના સમર્થકો આ પુસ્તકને અત્યંત ઉપયોગી અને મુસ્લિમ સમાજની સુધારણાનું માધ્યમ સમજતા હોય તો રાષ્ટ્રની દરેક પ્રાદેશિક ભાષામાં તેનો અનુવાદ કરીને તેનું વિના મૂલ્યે વિતરણ કરતાં એમને કોણ રોકે છે ?

અરુણ શૌરીના આ પુસ્તકના અનુસંધાનમાં એક વાત ખાસ નોંધપાત્ર છે. તે એ કે લેખક જે દ્રષ્ટિકોણ કે ઈરાદાથી લખે તે જ દ્રષ્ટિકોણ કે ઈરાદાથી વાચક વાંચે તેવું નથી બનતું. ઘણીવાર લખનારના ઈરાદાથી ઊલટું પણ બનતું હોય છે. અરુણ શૌરીએ ઈસ્લામના અનેક ઝીણવટભર્યા કાયદાઓ અને નીતિનિયમોનો ઉલ્લેખ ખોટા ઈરાદાથી કર્યો છે અને વાચકના માનસમાં ઈસ્લામ અને મુસલમાનો વિશે વિકૃત છબી ઉપસાવવાની કોશિષ કરી છે; પરંતુ સમજદાર અને તટસ્થ પ્રકૃતિના વાચકો શૌરીના ઈરાદાઓની દુર્ગંધને પુસ્તકના અભ્યાસ દરમિયાન સરળતાથી પારખી શકે છે અને શૌરીની ધારણાથી તદ્દન વિપરીતપણે ઈસ્લામના પ્રાકૃતિક નીતિનિયમોથી પ્રભાવિત થઈ શકે છે. શૌરીએ જેમ પૂર્વગ્રહના ચશ્મા પહેરીને લખ્યું તેમ વાચકો પણ પૂર્વગ્રહના ચશ્મા પહેરીને જ વાંચે એવું કયાંથી શકય છે ? કોઈ પદાર્થ એક બીમાર માણસને કડવો લાગે તે બધાં માણસોને કડવો જ લાગે એવું શકય છે ખરું ? ઈસ્લામ–વિરોધની બીમારીના કારણે અરુણ શૌરીને ઈસ્લામના તમામ નીતિ–નિયમો કડવાં જણાય છે તે રીતે બધાં જ વાચકોને પણ કડવાં જણાય ખરાં ? નહીં, કેમ કે બધાં જ વાચકો "ઈસ્લામ વિરોધ"ની બીમારીમાં સપડાયેલાં નથી હોતાં. અહીં એક જ ઉદાહરણ પૂરતું છે. "WORLD OF FATWAS" ના પેજ નં. ૭૮–૭૯ ઉપર શૌરી લખે છે : "And would you consider the interval at which one should remove one's public hair to be a religious question ? But it most certainly is, both in the eyes of the belivers and in those of the Ulema." (P. 78)

(અર્થાત્ 'વ્યકિતએ પોતાના પ્રજનન અવયવો પરના પ્યુબિક વાળ

કેટલા સમયાંતરે સાફ કરવા જોઈએ એ કોઈ ધાર્મિક સમસ્યા હોવાનું તમે માની શકો છો ? ઈસ્લામના અનુયાયીઓ માટે અને ઉલમાઓ માટે આ એક અત્યંત અગત્યનો પ્રશ્ન છે.')

આગળ (પેજ–૭૯) શૌરી આ બાબતનો ફતવો ટાંકતા લખે છે : "મુફતી કહે છે : ઉત્તમ તો એ છે કે દર અઠવાડિયે સફાઈ થાય, બને ત્યાં સુધી દર શુક્રવારે નખ કાપી નાખવા, મૂછોનાં વાળ કતરાવવા, બગલના વાળ સાફ કરવા અને દૂંટી નીચેના વાળ કાઢી નાખવા જોઈએ. જો બગલના અને દૂંટી નીચેના વાળ દર અઠવાડિએ કાઢી ન શકાય તો પંદર–વીસ દિવસે તો કાઢવા જ જોઈએ. વધુમાં વધુ મુદત ચાલીસ દિવસની છે અને ચાલીસ દિવસ પછી પણ જો કોઈ એ સફાઈ નહીં કરે તો ગુનેહગાર થશે." (શામી, જી. ૫, પાનું–૩૫૮) એક રિવાયત મુજબ "પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દર શુક્રવારે નખ કાપતા અને મૂછના વાળ કાતરતા, દર દસ દિવસ પછી પ્યુબિક વાળ દૂર કરતા અને દર ચાળીસ દિવસે બગલના વાળ સાફ કરતા." (અલ્ તાલિક અલ્ સબીહ, જી. ૪, પાનું–૪૦૫)

–અરુણ શૌરીએ ઈસ્લામના આ અંગત જીવનને સ્પર્શતા વૈજ્ઞાનિક નિયમની ઠેકડી ઉડાડી છે. શૌરીને આશ્ચર્ય છે કે આ કોઈ એવી સમસ્યા છે, જેનું ધાર્મિક માર્ગદર્શન આપવાનું હોય ? પરંતુ, સુરેખ પ્રકૃતિનો કોઈ પણ માણસ ઈસ્લામના આ નિયમના વખાણ કર્યા વગર અને તેમાં રહેલી વૈજ્ઞાનિકતાનો સ્વીકાર કર્યા વગર રહી શકતો નથી. આ પણ કેટલા અફસોસની વાત છે કે સારાપણાને જ દૂષણ ઠેરવવાની હીન ચેષ્ટા કરવામાં આવે. અરુણ શૌરીના આ પ્રકારના દ્વેષયુકત વલણને આધારે સમજદાર વાચક સરળતાથી એમના ઈરાદાઓને પિછાણી શકે છે અને તેની સામે શૌરીની દાનત ઉઘાડી પડી જાય છે. સાથે સાથે ઈસ્લામના

વૈજ્ઞાનિક નીતિ–નિયમોની જાણકારી મળવાને કારણે વાચકનો ઈસ્લામ પ્રત્યેનો અહોભાવ વધે છે, જિજ્ઞાસાવૃત્તિ વધુ તીવ્ર બને છે અને ઈસ્લામ વિશેની વિશ્વસનીય જાણકારી મેળવવાની વાચકની ઉત્કંઠા જાગ્રત થાય છે. આ રીતે, શૌરીનું આ પુસ્તક એક દ્રષ્ટિએ તો ઈસ્લામના માનવતાવાદી સિદ્ધાંતોનું પ્રચારક બની રહે છે ! દેશનો બુદ્ધિજીવી વર્ગ આ પુસ્તક મારફતે કમ સે કમ એટલું તો અવશ્ય જાણી શકશે કે ઈસ્લામ કેટલી ઝીણામાં ઝીણી બાબતો અંગે માર્ગદર્શન આપે છે !

અરુણ શૌરીએ આ પુસ્તકમાં જે મુદ્દો સૌથી વધુ તીવ્રતાથી ઉઠાવ્યો છે તે આ છે કે મૌલવીઓ અને ઉલમાઓ પોતાની મરજી મુજબ, મનફાવે તેમ કુર્આન અને હદીષના નામે ઈસ્લામનું ખોટું અર્થઘટન કરે છે અને આ રીતે મુસ્લિમ સમાજ ઉપર એમણે પોતાની પકડ જમાવી રાખી છે. સાથે સાથે એમણે આ બાબત પણ પુરવાર કરવાની મથામણ કરી છે કે મુસ્લિમ સમાજ ઉપરની ઉલમાઓની પકડ ભારતની રાષ્ટ્રીય એકતા માટે ખતરારૂપ છે. જેમ કે, પુસ્તકની પ્રસ્તાવનામાં તે લખે છે : "The Shariah is vital public issue in India today, and the fatwas are the Shariah in action, no group exercises greater influence over the average Muslim than the Ulema, and nothing reveals the mind-set of the Ulema as do the collections of their fatwas." (Introduction, Page-4)

(અર્થાત્ શરીઅત એ આજે ભારતમાં વ્યાપક ચર્ચાનો વિષય બનેલ છે અને ફતવાઓ એ શરીઅતનું વ્યાવહારિક સ્વરૂપ છે. સામાન્ય મુસ્લિમ સમાજ ઉપર ઉલમાઓ કરતાં વધારે પ્રભાવ કોઈ જૂથનો નથી અને ઉલમાઓનું માનસિક સ્તર તેઓના ફતાવા સંગ્રહોમાંથી સ્પષ્ટ

રીતે પ્રગટ થાય છે.)

પ્રકરણ–૨ માં એક સ્થળે શૌરી મુસ્લિમ ઉલમાએ કિરામની ઠેકડી ઉડાવતાં લખે છે : "The Ulema of this famous Institution of Islamic learning expend their time and energy to debate and determine whether clothes which have been soiled during summer by sweat at the time of excitation are Paak or not........" (Page-87)

(અર્થાત્ આ વિખ્યાત ઈસ્લામી શિક્ષણ કેન્દ્રોના ઉલમાઓ પોતાના સમય અને શકિતને આવાં વાદવિવાદ અને નિર્ણય લેવામાં ખર્ચી નાંખે છે કે તે કપડાં, જે વીર્યસ્ખલન વેળા પરસેવાથી ભીંજાયેલા હોય, પાક ગણાય કે નહીં......)

પુસ્તકના છેલ્લા પ્રકરણમાં અરુણ શૌરીએ પુસ્તક સામેના સંભવિત વાંધાઓના ઉત્તરો આપ્યા છે. શૌરીએ એના લેખન સમયે ધાર્યું હશે કે આ પુસ્તકના પ્રકાશન પછી વિવિધ વર્ગોમાંથી કેવા પ્રકારનાં પ્રતિભાવો આવવાની સંભાવના છે અને એટલે એમણે આખું પ્રકરણ જ એ સંભાવિત વાંધાઓના જવાબરૂપે લખ્યું છે. એમાં પણ ઉલમાઓ પ્રત્યેનો એમનો અણગમો તીવ્રરૂપે વ્યકત થયો છે. તે લખે છે : પણ છેવટે તો સમગ્ર સમાજ પર એમની જ (ઉલમાઓની) આણ વર્તાય છે. એમની પાસે સંપૂર્ણ નેટવર્ક છે, આર્થિક અને અન્ય સગવડો છે અને સૌથી મોટી વાત તો એ કે સમાજમાં તેઓ સર્વસ્વીકૃત છે.......મુસ્લિમ સમાજમાં મોટા ભાગના લોકો જે કાંઈ વિચારે છે એની કોઈ અસર નથી પડતી. અસર આ મુઠ્ઠીભર ઉલમાઓના વિચારોની જ પડતી હોય છે. (પાનું–૬૬૨)

– આમ આખું પુસ્તક ઉલમાએ કિરામ પ્રત્યેના દ્વેષ, પૂર્વગ્રહો અને

દુશ્મનીથી ભરેલું છે. પુસ્તકનું નામ "THE WORLD OF FATWAS" (ફતવાઓની દુનિયા) રાખવામાં આવ્યું છે, જે ઉલમાએ કિરામના ફતવાઓની હાંસી તરફ ઈશારો કરે છે. પુસ્તકના મુખપૃષ્ઠ પરની તસવીરની વિગત અંદરના પાને આ રીતે જણાવવામાં આવી છે : "કાનપુરના મદ્રસામાં ત્રણ સ્ત્રીઓ (પરદા પાછળ રહીને) એક આલિમ સમક્ષ ધાર્મિક માર્ગદર્શન મેળવી રહી છે." એમાં શૌરીની ઈસ્લામી શરીઅત પ્રત્યેની ઘૃણા ઉઘાડ પામે છે, જે ૬૮૫ પાનાંને અંતે ઉલમાએ કિરામની ભારોભાર માનહાનિ સાથે સમાપ્ત થાય છે. સામાન્ય મુસ્લિમ સમાજને ઉલમાએ કિરામથી વિખૂટો પાડી દેવાના આશયથી શૌરીએ આ પુસ્તકમાં જે ભાતભાતના દાવ ખેલ્યા છે તેનાથી એટલું તો સ્પષ્ટ થઈ જાય છે કે શૌરી અને એમના સહાયકો મુસ્લિમ સમાજની ઉલમાએ કિરામ પ્રત્યેની સંનિષ્ઠાથી કેટલાં બધાં ભયભીત છે ! નહીં તો આનાથી શૌરીને કે એમના સમર્થકોને શી લેવાદેવા ? જો મુસ્લિમ સમાજ ઉલમાઓ (અર્થાત્ જ્ઞાનીઓ) પ્રતિ વફાદારી નહીં દાખવે તો કોના પ્રતિ દાખવશે ? આ એક સ્વાભાવિક વાત છે. એમાં કોઈને શા માટે વાંધો હોઈ શકે ?

શૌરીએ ગંભીરતાપૂર્વક વિચારવું જોઈએ કે સમગ્ર મુસ્લિમ સમાજ ઉપર ઉલમાઓની આણ શા માટે વર્તાય છે ? શા માટે ઝીણામાં ઝીણી બાબતો અંગે પણ મુસ્લિમો ફતવા પૂછે છે ? શું હિન્દુ સમાજ પોતાના ધર્મગુરુઓની આણ હેઠળ ન આવવા ઈચ્છતો હોય તો મુસ્લિમોએ પણ એમ જ કરવું ? હિન્દુ ધર્મમાં ફતવાઓ જેવું કંઈ ન હોય તો મુસ્લિમોએ પણ ઈસ્લામના માર્ગદર્શનથી મોઢું ફેરવી લેવું ? અરુણ શૌરી મુસ્લિમ સમાજને પણ હિન્દુ સમાજ રચનાને આધારે મૂલવવા મથામણ કરે અને આ રીતે પાણી વલોવીને માખણ મેળવવાની આશા રાખે તો એમાં

દોષ કોનો ? શૌરીની માનસિકતાનો કે મુસ્લિમોની ઈસ્લામ નિષ્ઠાનો ? અરુણ શૌરીની વિચારસરણીના તમામ સમર્થકોએ આ મુદ્દાનો ગંભીરતાથી અભ્યાસ કરવા જેવો છે કે આખરે એવી કઈ વસ્તુ છે, જે સામાન્ય મુસ્લિમ સમુદાયને ઉલમાઓ સાથે અતૂટ રીતે જોડાયેલો રાખે છે ? ઉલમાઓ પાસે એવી કઈ શકિત છે, જેના કારણે વિશાળ જનસમુદાયનો વિશ્વાસ તેઓને પ્રાપ્ત છે ? શું સામાન્ય મુસ્લિમ સમાજના કરોડો લોકો પૈકીનાં બધાં જ ગમાર, મૂર્ખ, બુડથલ અને બુદ્ધિહીન છે કે ઉલમાઓ કુર્આન અને હદીષના આદેશોનું ખોટું અર્થઘટન કરતાં રહે અને તેઓ આંખો મીંચીને તેને અપનાવતા રહે ? ઊલટાનું, આ બાબતમાં તો એમ કહી શકાય કે જગતના કોઈ પણ ધર્મગ્રંથના આદેશોનું વિકૃત અર્થઘટન કરવું આસાન છે; પરંતુ કુર્આન અને હદીષના આદેશોનું ખોટું અર્થઘટન કરવાની કોઈનામાં હિંમત નથી. કારણ ? –કારણ છે કુર્આન અને હદીષના શિક્ષણની સર્વવ્યાપકતા. અહીં હિન્દુધર્મના વેદો જેવું નથી કે સામાન્ય હિન્દુએ કયારે ય વેદોના મૂળ શ્લોકો અને તેના અનુવાદોનો અભ્યાસ જ ન કર્યો હોય અને સામાન્ય માણસના ઘરમાં ધર્મગ્રંથોની પ્રતો પ્રાપ્ય જ ન હોય ! કુર્આન અને હદીષના અભ્યાસ ઉપર માત્ર ઉલમાઓનો ઈજારો નથી. તેના અભ્યાસનાં દ્વાર સૌના માટે ખુલ્લાં છે. કુર્આન અને હદીષના ગ્રંથો એના મૂળ શબ્દો સાથે સરળતાથી ઉપલબ્ધ છે. સામાન્ય પ્રજાને પોતાની પકડમાં તો ત્યારે રાખી શકાય, જ્યારે ધર્મગ્રંથોના અભ્યાસથી એને કોઈ ને કોઈ યુકિત વડે રોકી દેવામાં આવે અને બ્રાહ્મણવાદ પ્રકારની વિચારધારા દ્વારા લોકોને આ ગ્રંથોથી દૂર ફંગોળી દેવામાં આવે, જેમ કે વેદોની બાબતમાં સામાન્ય હિન્દુપ્રજા સાથે કંઈક આવો જ વ્યવહાર આચરવામાં આવી રહ્યો છે. કુર્આન અને હદીષના આદેશો

તો એટલાં સર્વવ્યાપી અને સર્વસામાન્ય છે કે તેના ખોટાં અર્થઘટનો અમલી બનવા તદ્દન અશકય છે.

અરુણ શૌરીએ 'ઉલમાઓની પકડ'ની જે બૂમરાણ મચાવી છે તેના અનુસંધાનમાં બીજી એક વાત પણ શૌરીના સમર્થકોએ વિચારવા જેવી છે. તે એ કે આ પકડ શું છે ? પકડની વ્યાખ્યા શું ? શું દુનિયાના કરોડો મુસ્લિમો તદ્દન બેવકૂફ છે કે કોઈ એમને પકડમાં લેવાની કોશિષ કરે તો એની પકડમાં આવી જાય ? આ વાત તો કોઈ મહામૂર્ખ વ્યકિત પણ માની ન શકે. એક વિશાળ માનવ સમુદાય, કે જેમાં સામાન્ય બુદ્ધિ-કક્ષાના માણસોથી માંડી ઉચ્ચ બુદ્ધિમત્તા ધરાવતો વર્ગ પણ મવજૂદ હોય, તેમાં પોતાનો પ્રભાવ પાથરવો એ રમત વાત છે ? ઉલમાએ કિરામનો આ પ્રભાવ શું કોઈ મંત્ર પઢી દેવાથી કે ફૂંક મારી દેવાથી પથરાઈ ગયો છે ? પકડ જમાવવા માટે સૌથી પહેલાં તો માણસે પોતાના ઉચ્ચ ચારિત્રિક ગુણો અને સદાચાર તથા સત્યનિષ્ઠાનું પ્રમાણપત્ર સમાજ પાસેથી મેળવવું પડતું હોય છે. કેમ કે, સમાજ કોઈના પ્રભાવ કે પકડને સરળતાથી માન્ય રાખતો નથી. કેવળ 'આલિમ'નું લેબલ પણ આ માટે કામ લાગતું નથી, ચારિત્ર્યની શુદ્ધિ અને સદ્‌વ્યવહાર અનિવાર્ય છે. આજે મુસ્લિમ સમાજમાં એવાં જ ઉલમાઓનો પ્રભાવ છે, જેમનું આચરણ શુદ્ધ અને ઉમદા છે અને જેઓની શુભનિષ્ઠા સર્વવિદિત છે. ધાર્મિકતાના બાહ્ય સ્વરૂપને આધારે કોઈ આલિમ લાંબા સમય સુધી પોતાના પ્રભાવને જાળવી ન શકે. આ વાત માત્ર મુસ્લિમો પૂરતી જ મર્યાદિત નથી, સામાન્ય માનવપ્રકૃતિ જ આ પ્રકારની છે. હિન્દુ સમાજનું જ ઉદાહરણ લઈએ, અનેક વ્યકિતઓ ધર્મના નામે સંત, સ્વામી કે ગુરુ બની જાય છે; પરંતુ જયારે આવાં બની બેઠેલાં ધર્મગુરુઓનું કોઈ કૌભાંડ બહાર આવે છે ત્યારે લોકોની

નજરમાં એમની શું કિંમત રહે છે ? તાત્પર્ય એ કે 'પ્રભાવ' અને 'પકડ' જેવાં ખ્યાલોને સસ્તા બનાવી મૂકવાની ચેષ્ટા ખતરનાક છે. અરુણ શૌરીએ આ સીધી–સાદી વાસ્તવિકતાઓને છૂપાવીને પોતાની માનસિક સંકુચિતતા અને ઉલમાએ કિરામ પ્રત્યેનાં દ્વેષભાવને ખુલ્લેઆમ પ્રગટ કર્યા છે, જે ભારત જેવા બહુધાર્મિક રાષ્ટ્ર માટે અત્યંત નુકસાનકારક છે.

શૌરી ભારપૂર્વક આ વાત રજૂ કરે છે કે ઉલમાઓ કુર્આન અને હદીષના આદેશોનું વિકૃત અર્થઘટન કરીને મુસ્લિમ સમાજ ઉપર પોતાનું વર્ચસ્વ જાળવી રહ્યાં છે. –સમજાતું નથી કે આ માણસ ભારતના નાગરિકોને કેમ બિલકુલ ગમાર સમજે છે ? ભારતના સમજદાર લોકો જાણે છે કે કુર્આન અને હદીષનું ખોટું અર્થઘટન કરનારાઓની મુસ્લિમ સમાજે શી વલે કરી છે ? જો ઉલમાવર્ગ ખોટું અર્થઘટન કરે તો મુસ્લિમ સમાજ હરગિઝ તે સ્વીકારી ન શકે. શૌરી સમજે છે તેટલો મુસ્લિમ સમાજ અભણ કે અજ્ઞાની નથી. વળી, દુનિયામાં ઉલમાએ કિરામ હજારોની સંખ્યામાં પથરાયેલાં છે. ઈસ્લામના સિદ્ધાંતો વિશે હજારો ઉલમાએ કિરામનો મત એક સમાન છે. ઉદાહરણ તરીકે સ્ત્રી માટે કુર્આને આપેલો પરદાનો આદેશ જુઓ, સ્ત્રી માટે પરદો ફરજિયાત હોવા અંગે કોણ બેમત હોઈ શકે છે ? શું હજારો ઉલમાએ કિરામે જિન્દગીઓ ખપાવીને કરેલાં અર્થઘટનો ખોટાં અને વરસ–બે વરસ સુધી કેવળ ૨૦–૨૫ હજાર પાનાં વાંચીને શૌરીએ કરેલાં અર્થઘટનો સાચાં ? શૌરીનાં આવાં જૂઠાણાઓ ભારતીય પ્રજા માટે અત્યંત દુર્ભાગ્યપૂર્ણ વાત ગણી શકાય.

વાસ્તવમાં મુસ્લિમોની તીવ્ર ધાર્મિક જાગૃતિ ભારતનાં કેટલાંક માનવતાવિરોધી પરિબળોને ખૂબ જ ખટકે છે. અરુણ શૌરી આ

પરિબળોના હાથા સમાન છે. દુનિયાની તમામ પ્રજાઓમાં મુસ્લિમોની ધર્મનિષ્ઠા અને ધર્મશ્રદ્ધા અત્યંત પ્રબળ છે. મુસ્લિમ સમાજ પોતાની સાંસ્કૃતિક અસ્મિતાની રક્ષા માટે સતત પ્રયત્નશીલ છે અને આ માટે અનેક આયોજનો મુસ્લિમોએ કર્યા છે. મોટાં મોટાં દારુલ ઉલૂમો અને ઈસ્લામી શિક્ષણ કેન્દ્રો દુનિયાભરમાં કાર્યરત્ છે, જ્યાં ઈસ્લામના ઉલમાઓ તૈયાર થાય છે. આ કારણે મુસ્લિમ સમાજમાં ઉલમાએ કિરામના પ્રભાવ અને પકડ બાકી છે. મુસ્લિમોને ઈસ્લામથી અખૂટ લગાવ છે, અતૂટ નાતો છે. ઉલમાએ કિરામ સામાન્ય મુસ્લિમ પ્રજાના ઈસ્લામ પ્રત્યેના આ લગાવને સતત જીવંત રાખે છે, જેથી મુસ્લિમોની ઈસ્લામી જાગૃતિ વધતી જાય છે. ગયરુલ્લાહના પૂજારીઓ આવું ક્યાંથી સહન કરી શકે છે ? તેઓ દ્વેષની જ્વાળાઓમાં સળગી રહ્યા છે. એક તરફ હિન્દુ પ્રજા પ્રતિદિન હિન્દુ ધર્મથી અને ધર્મગુરુઓથી દૂર જઈ રહી છે અને તેમની શ્રદ્ધાનાં પાયા હચમચી ઊઠયાં છે તો બીજી તરફ મુસ્લિમ સમાજમાં ઈસ્લામનિષ્ઠા વધી રહી છે. આ પરિસ્થિતિ મુસ્લિમોના શત્રુઓ માટે અત્યંત ચિંતાજનક છે. જાણે ગભરાટ અને હતાશા વ્યાપી ગયાં છે અને આ ગભરાટની લાગણીઓ હેઠળ પોતાના સમાજના નવનિર્માણ માટે મથવાને બદલે તેઓ ઈસ્લામ અને મુસલમાનોના પાછળ પડી ગયાં છે. ઈસ્લામના શત્રુઓ ઈર્ષ્યાની આગમાં સળગવાને બદલે શાંત ચિત્તે આ વાસ્તવિકતાઓ અંગે મનન કરે એ જ રાષ્ટ્રના હિતમાં છે.

શૌરીનું આ પુસ્તક પ્રગટ થતાં કેટલાંક મુસ્લિમ વિદ્વાનો જાણે બિલકુલ બાઘાં બની ગયા હોય તેમ વર્તવા લાગ્યા અને ચિત્રવિચિત્ર પ્રકારે બચાવ કરવા મંડી પડ્યા તે અત્યંત ખેદજનક છે. "ટાઈમ્સ ઑફ ઈન્ડિયા" (૨૬ નવેમ્બર, ૯૫)ની સાપ્તાહિક પૂર્તિમાં જનાબ ઈમ્તિયાઝ અહમદે

આ પુસ્તકના રિવ્યુમાં લખ્યું હતું કે ફતવાઓનું કોઈ ખાસ મહત્ત્વ નથી. જનાબ રફીક ઝકરિયાએ પણ પોતાના રિવ્યુમાં કંઈક આ જ પ્રકારનું મંતવ્ય વ્યકત કરતાં જણાવ્યું હતું કે ફતવો એ તો માત્ર એક અભિપ્રાય છે અને તેનો અમલ સ્વૈચ્છિક છે. તો વળી કેટલાંકે એમ પણ જણાવ્યું કે મુસ્લિમ સમાજમાં ઉલમાઓનું કે એમના ફતવાઓનું કોઈ વજન નથી.

મુસ્લિમોનો અભિગમ સ્પષ્ટ હોવો જોઈએ. શું ફતવાઓનું કોઈ મહત્ત્વ નથી ? શું તે કેવળ એક અભિપ્રાય છે ? સમજાતું નથી કે શા માટે વાહિયાત બચાવ કરવામાં આવે છે ? નિઃસન્દેહ, ફતવાઓ દ્વારા મુસ્લિમ સમાજને સાચું ઈસ્લામી માર્ગદર્શન મળે છે. ફતવાઓ કેવળ એક અભિપ્રાય નથી, સાચી સ્થિતિ જણાવતો પ્રકાશ છે. ઉલમાએ કિરામના માર્ગદર્શન અને છત્રછાયા હેઠળ જીવન વીતાવવામાં મુસ્લિમોનું કલ્યાણ છે એ વાત કહેવામાં શરમ ન આવવી જોઈએ. મુસ્લિમોને આ વાતનું ગૌરવ છે કે ફતવાઓ દ્વારા ઉલમાએ કિરામ ઝીણીમાં ઝીણી બાબતોનું પણ માર્ગદર્શન આપે છે. મુસ્લિમ સમાજ ઉપર સદા ઉલમાઓની પકડ રહી છે અને હંમેશા રહેવી જોઈએ, **કારણ કે, આ પકડ હંમેશના છૂટકારાનું નિમિત્ત છે.** મુસ્લિમો સામે ચાલીને ફતવાઓ પૂછે છે, પરંતુ તેનો જવાબ આપવા માટે ઉલમાએ કિરામ જે પરિશ્રમ ઉઠાવે છે તેનું વર્ણન કયા શબ્દોમાં કરવું ? સાધારણ પ્રકારની વિગત માટે પણ દળદાર ગ્રંથો ઉથલાવનાર વર્ગ મુસ્લિમસમાજ માટે કેટલો ઉપકારક છે તે શૌરી કયાંથી સમજી શકે છે ? ફતવાઓના માર્ગદર્શન વિના મુસ્લિમ સમાજ કયાંય એક ડગલું પણ આગળ વધી શકતો નથી. કેમ કે, અલ્લાહે મુસ્લિમોને બુદ્ધિનાં બહુરૂપી અનુમાનોની દયા ઉપર નથી છોડયાં; બલકે દરેક બાબતમાં પોતાના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ) મારફતે સંપૂર્ણ જીવન બંધારણ અર્પણ કર્યું છે. ફતવાઓ દ્વારા આ જીવન બંધારણની વિભિન્ન કલમો સામાન્ય મુસ્લિમ સમાજ સમક્ષ આવે છે. મુસ્લિમો હંમેશા આ ફતવાઓના માર્ગદર્શનને અનુસરતા રહેશે અને ઉલમાઓને પોતાના મહાન શુભેચ્છક સમજીને આજીવન એમના પ્રભાવ હેઠળ જીવતા રહેશે, ભલેને શૌરીઓ "ફતવાઓની દુનિયા" પાછળ હજારો પેજ કાળાં કરતાં રહે !

એક બીજી વાસ્તવિકતા, જેનો અરુણ શૌરી પણ ઈનકાર કરી શકે એમ નથી, તે આ છે કે દુનિયામાં ઈસ્લામ ઝડપભેર ફેલાઈ રહ્યો છે. અમેરિકા અને યુરોપનાં રાષ્ટ્રોમાં મોટાં મોટાં વિદ્વાનો અને બુદ્ધિજીવીઓ ઈસ્લામ સ્વીકારી રહ્યાં છે. દુનિયામાં ચારે તરફ ખળભળાટ મચી ગયો છે. આ ઈસ્લામ સ્વીકારનારાઓમાં સ્ત્રીઓનું પ્રમાણ પણ ઘણું મોટું છે. બીજા અનેક વિદ્વાનો ઈસ્લામના અભ્યાસમાં વ્યસ્ત છે. ઉલ્લેખનીય બાબત છે કે ઈસ્લામના ફેલાવાનું એક મુખ્ય કારણ તે ઝીણી–ઝીણી બાબતો પણ છે, જેને શૌરી Exotic (ક્ષુલ્લક) ગણાવીને ઠેકઠેકાણે તેની હાંસી ઉડાવે છે. જો ઈસ્લામના સિદ્ધાંતો આટલાં બધાં હાસ્યાસ્પદ હોય તો ઈસ્લામ પૂરઝડપે ફેલાવાનું શું કારણ ? શું આ ધરતીના પટ ઉપર માત્ર અરુણ શૌરી જ બુદ્ધિજીવી છે ? ઊંડા અભ્યાસ પછી ઈસ્લામ સ્વીકારનાર જ્ઞાન–વિજ્ઞાનના મહાનુભાવોનું દિમાગ ખરાબ છે ? વાસ્તવિકતા આ છે કે ઈસ્લામ માનવપ્રકૃતિનો ધર્મ છે. પોતાની સત્યતાને ઈસ્લામ હુકમના જોરે મનાવવા માંગતો નથી. કોઈ પણ સત્યશોધક ઈસ્લામનો નિષ્ઠાપૂર્વક અભ્યાસ કરે તો તેનો અંતરાત્મા ઈસ્લામના બુદ્ધિગમ્ય જીવનદર્શનથી પ્રભાવિત થયા વિના રહેતો નથી. 'કેટલાં દુર્ભાગી છે એ લોકો, જેઓ કુર્આનના ઊંડાણમાં જઈને પણ કોરા જ બહાર આવે છે !'

## “THE WORLD OF FATWAS”નાં પ્રેરકબળો :

અરુણ શૌરીએ કુલ પાંચ ફતાવા–સંગ્રહના ૪૦ ભાગોના અભ્યાસ બાદ, દોઢ બે વરસ સુધી મહેનત કરીને ૬૮૫ પાનાં ઢસડી કાઢયાં. આ પુસ્તક લખવાની પ્રેરણા આપનાર પરિબળો ઉપર એક નજર કરવા જેવી છે. શું પુસ્તકની પ્રસ્તાવનામાં શૌરીએ જે પ્રેરણાબળોનો ઉલ્લેખ કર્યો છે તે વાસ્તવિક જણાય છે ખરાં ? આખા પુસ્તકના અભ્યાસ પછી વાચક શૌરીની માનસિકતા અને ઈરાદાઓ વિશે સુપરિચિત થઈ શકે છે. પુસ્તકના સર્જન પાછળનાં ખરાં પ્રેરણાબળો પણ વાચક સામે સ્પષ્ટ થઈ જાય છે. મારા મત પ્રમાણે એ પ્રેરકબળો આ મુજબ છે :

## ૧. ઇસ્લામથી ગભરાટ :

અરુણ શૌરી ભારતના ખ્યાતનામ પત્રકાર છે. એમની વિચાર–સરણીથી દેશનો બુદ્ધિજીવી વર્ગ સુપરિચિત છે. કટ્ટર હિન્દુવાદી વિચારો ધરાવતાં શૌરી લાંબા સમયથી ઈસ્લામ વિશે જૂઠાણાભરી વાતો આલેખતા રહ્યા છે. કટ્ટર હિન્દુવાદના પ્રચારક હોવાને નાતે ઈસ્લામથી એમને સખ્ત ઘૃણા છે. વિશ્વના પ્રવાહો ઉપર તેમની બારીક નજર હોવાને કારણે ઈસ્લામની વધી રહેલી લોકપ્રિયતા તેમના ધ્યાનમાં છે. ઈસ્લામની શકિતથી તે સુપરિચિત છે. ઈસ્લામના ઈતિહાસની તેમને **ખબર છે. ભારત એ હિન્દુઓની બહુમતી ધરાવતો દેશ છે. આખા જગતમાં માત્ર ભારતની ભૂમિ જ એવી છે, જ્યાં હિન્દુઓની વસતિ કરોડોની છે. કટ્ટર હિન્દુવાદી પરિબળો આ બાબતની નોંધ લઈ રહ્યાં છે કે એક તરફ હિન્દુ પ્રજા ધર્મથી વિમુખ થઈ રહી છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિની આધુનિક વિચારધારાએ એમના ઉપર પ્રભાવ પાથર્યો છે**

તો બીજી તરફ ભારતમાં ઈસ્લામના પુનરુત્થાનના પ્રયાસો દિન–બ–દિન વેગ પકડી રહ્યાં છે. જ્ઞાતિવાદી વર્ણપ્રથાને કારણે દેશનો વિશાળ દલિત વર્ગ ઈસ્લામ તરફ ભારે બળપૂવર્ક આકર્ષાઈ રહ્યો છે. સામાન્ય હિન્દુ પ્રજા મુસ્લિમોની સંસ્કૃતિ અને ધાર્મિક ભાવનાથી પ્રભાવિત છે અને ઈસ્લામના અભ્યાસ તરફ સ્વેચ્છાએ વળી રહી છે. – આ સંજોગો કટ્ટરવાદીઓ માટે અત્યંત ચિંતાજનક છે. તેઓને ડર છે કે કયાંક ઈસ્લામ ભારતનું ભાવિ ન બની જાય ! તેઓ નાસિપાસ અને હતાશ થઈ ગયાં છે અને આ હતાશાએ તેમને બહાવરાં બનાવી મૂકયાં છે.

આવી પરિસ્થિતિમાં ભારતની સામાન્ય ભોળી હિન્દુ પ્રજા તથા ઈસ્લામથી અપરિચિત બુદ્ધિજીવી વર્ગમાં ઈસ્લામ પ્રત્યે ધિક્કાર અને ઘૃણા પેદા કરવી એમના મતે જરૂરી છે. આ મુજબ પ્રચાર માધ્યમો અને રાજકીય સ્રોતો દ્વારા ઈસ્લામ વિરુદ્ધ જૂઠાણાઓનો જોરદાર મારો ચલાવવામાં આવ્યો છે. દેશભરનાં પ્રચાર માધ્યમો જાણે આ કામમાં વ્યસ્ત છે અને કોઈ બહાનું ન મળે તો જાતે બહાનું ઊભું કરી ઈસ્લામથી સામાન્ય હિન્દુમાનસને વિમુખ કરવામાં આવે છે. – અરુણ શૌરીનું "THE WORLD OF FATWAS" આ જ પ્રચારયુદ્ધનો એક ભાગ છે. દેશનો બુદ્ધિજીવી વર્ગ અને કટ્ટર હિન્દુવાદી ભાવનાથી મુકત એવી દક્ષિણ ભારતની અંગ્રેજીભાષી પ્રજા ઈસ્લામના અભ્યાસથી દૂર રહે તથા દક્ષિણ ભારતના દલિતોમાં ઈસ્લામનું વધતું જતું આકર્ષણ ખતમ થઈ જાય તે માટેનો આ નિરર્થક વ્યાયામ જણાય છે. આ પુસ્તકના પ્રકરણ નંબર–3, 4 અને 10 માં અરુણ શૌરીએ કુર્આને હકીમ અને હદીષે પાકના સંદર્ભો આપીને એવું પુરવાર કરવાની મથામણ કરી છે કે ઈસ્લામ બિનમુસ્લિમો પ્રત્યે નફરત અને ઘૃણા રાખવાની તાલીમ આપે છે. 'મુશરિક' અને 'કાફિર' જેવાં વ્યાપક વિભાવના ધરાવતાં કુર્આની

પારિભાષિક શબ્દોનો શૌરીએ વાચકોને બહેકાવવા માટે ભારે દુરુપયોગ કર્યો છે. કુર્આને કરીમની આયતોના પ્રાસંગિક સંદર્ભો અને પૂર્વાપર સંબંધોને તોડીને અરુણ શૌરીએ સાબિત કરી દીધું છે કે કુર્આન હિન્દુઓને મારવાનો અને લૂંટવાનો આદેશ આપે છે! – આ રીતે, એક વાત સુસ્પષ્ટ થઈ જાય છે કે 'ઈસ્લામથી ગભરાટ' એ આ પુસ્તકના સર્જન પાછળનું સૌથી મોટું પ્રેરણાબળ છે.

## ૨. મુસ્લિમો પ્રત્યેનો ઉઘાડો દ્વેષભાવ :

આ પુસ્તકના સર્જન પાછળ અરુણ શૌરીનો મુસ્લિમો પ્રત્યેનો ઉઘાડો દ્વેષભાવ એક મોટા પ્રેરકબળ તરીકે ઊપસી આવે છે. પુસ્તકની પ્રસ્તાવનામાં શૌરી લખે છે :

"The Volumes are an excellent prism through which one can glean the mind of the community as well, a prism through which one can glimpse the concerns of the community as well as the presuppositions which the community has internalised." (Introduction, Page-3)

(અર્થાત્ આ ફતાવા સંગ્રહો એવાં વિશ્વસનીય કાચ સમાન છે, જેમાં દેખીને કોઈ વ્યકિત (મુસ્લિમ) સમાજની માનસિકતાને એકત્ર કરી શકે છે. આ કાચ મારફતે દરેક વ્યકિત (મુસ્લિમ) સમાજના ચિંતન અને વણાઈ ગયેલી પૂર્વધારણાઓની ઝાંખી કરી શકે છે.)

આખા પુસ્તકમાં ઠેકઠેકાણે અરુણ શૌરી આ રીતે મુસ્લિમોની માનસિકતો અને ધર્મનિષ્ઠાની હાંસી ઉડાવતાં રહ્યા છે.

મુસ્લિમો પ્રત્યે એમને આટલી બધી નફરત શા માટે છે તે વાચક સરળતાથી સમજી શકે છે. મુસ્લિમ સમાજની ધર્મનિષ્ઠા અને ઉલમાઓ પ્રત્યેનો અહોભાવ તેમને ખૂંચે છે; પરંતુ આવું કેમ ? જો મુસ્લિમો કોઈ બાબતે ઉલમાએ કિરામ પાસે ધાર્મિક માર્ગદર્શન મેળવવા જાય તો એમાં શૌરીના પેટમાં તેલ કેમ રેડાય છે ? શૌરીને આ બાબતથી શું મતલબ ? શું કોઈ મુસ્લિમે એમને ફરજ પાડી છે કે તમે પણ આ ફતવાઓ મુજબ અમલ કરો ?

વાસ્તવમાં ભારતના મુસ્લિમ સમાજની ઈસ્લામ પ્રત્યેની અતૂટ શ્રદ્ધા દેશના કટ્ટરવાદી પરિબળો માટે ભારે બેચેનીનું કારણ છે. ઈસ્લામ ઉપરના કોઈ પર હુમલાને સાંખી લેવા મુસ્લિમો તૈયાર નથી. સમાન સિવિલ કોડ લાવવાની વાત હોય કે બાબરી મસ્જિદની શહાદતનો પ્રશ્ન હોય–મુસ્લિમોની ઈસ્લામનિષ્ઠાનો એમને પૂરો અનુભવ છે. દુનિયાનો શાયદ આ એક જ દેશ એવો હશે જ્યાં બહુમતિ પ્રજા લઘુમતિ સામે પોતાને અસુરક્ષિત સમજે છે. મુસ્લિમોના ખમીર અને ઈમાની જુસ્સા વિશે તેઓ સજાગ છે. વળી, ભારતમાં મુસ્લિમોની વસતિ દુનિયાના મોટાભાગના ઈસ્લામી રાષ્ટ્રો કરતાં પણ વધારે છે.

આ સંજોગોમાં બહુમતી પ્રજાને મુસ્લિમોથી વિમુખ કરવી એમની દ્રષ્ટિએ અત્યંત જરૂરી છે. માટે વિવિધ યુક્તિ–પ્રયુક્તિઓ મારફત મુસ્લિમોને સતત બદનામ કરવાનું અભિયાન ચાલ્યું છે. પ્રચારમાધ્યમો દ્વારા એવી છાપ ઉપસાવવામાં આવી રહી છે કે મુસ્લિમો ધર્મઝનૂની, ગુનાહિત માનસના, હિન્દુઓના વિરોધી, મૂર્તિભંજક, ગૌમાંસ ખાનારા અને ઘાતકી પ્રકૃતિના હોય છે. આ રીતે દેશની ભોળી હિન્દુ પ્રજાને મુસ્લિમો વિરુદ્ધ અવિરતપણે ઉશ્કેરવામાં આવે છે, જેથી તેમના દિલોમાં મુસ્લિમો પ્રત્યે નફરત પેદા થઈ શકે.

અરુણ શૌરી આ પુસ્તકમાં મુસ્લિમોનું જે ચિત્ર આલેખે છે તે નિમ્ન કક્ષાનું છે. વાચકોને મુસ્લિમો પ્રત્યે વૈમનસ્ય કેળવવાની આડકતરી રીતે એમણે સલાહ આપી છે. મુસ્લિમોની નિર્મળ ધર્મનિષ્ઠા અને વિદ્વાનો પ્રત્યેના લગાવનું એમણે વિકૃત અર્થઘટન કરીને ધાર્મિક જડતા અને ધર્મઝનૂનમાં ખપાવવાનો હીન અને નિંદનીય પ્રયાસ કર્યો છે.

## ૩. ધર્મ અંગેનો સંકુચિત દ્રષ્ટિકોણ :

અરુણ શૌરી ધર્મ અંગેની પ્રવર્તમાન વ્યાખ્યાને આધારે અને ધર્મ અંગેના પોતાના દ્રષ્ટિકોણને આધારે ઈસ્લામને સમજવા માગે છે. ઈસ્લામને પણ તે અન્ય ધર્મો જેવો જ એક ધર્મ માની બેઠા છે. તેમના માનસમાં ધર્મ વિશેની જે ધારણા વ્યાપેલી છે તે અનુસાર માનવીના રોજિંદા વ્યવહારો સાથે ધર્મને કોઈ સંબંધ નથી. અરુણ શૌરીનું અજ્ઞાન અહીં છતું થઈ ગયું છે. તેમને ખબર નથી કે ઈસ્લામ પ્રવર્તમાન વ્યાખ્યા મુજબનો કોઈ ચીલાચાલુ ધર્મ નથી, બલકે એક પૂર્ણ જીવનબંધારણ છે, જે વ્યકિતને દરેક ઝીણામાં ઝીણી બાબત અંગે માર્ગદર્શન પૂરું પાડે છે. ઈસ્લામમાં સાંસારિક જીવનથી દૂર ભાગવાનું શિક્ષણ નથી, કેમ કે, સર્જનહારે માનવીને જે પ્રકૃતિ ઉપર ઘડયો છે તે પ્રકૃતિ સંસારત્યાગ સાથે અનુકુળ નથી થઈ શકતી. શૌરીના માનસમાં શાયદ ધર્મની તે ધારણા વ્યાપેલી છે, જે સંસારત્યાગને ધાર્મિકતા માટે અનિવાર્ય લેખે છે. **આથી, ઈસ્લામ જયારે સાંસારિક જીવનની ઝીણામાં ઝીણી બાબતો અંગે માર્ગદર્શન આપે છે ત્યારે ઈસ્લામના જીવનદ્રષ્ટિકોણથી અપરિચિત શૌરીને અત્યંત આશ્ચર્ય લાગે છે. શૌરીનું આ આશ્ચર્ય પુસ્તકમાં ઠેકઠેકાણે અભિવ્યકત થયું છે. કેટલાંક ઉદાહરણો જુઓ :**

"But those are the matters on which the Ulema

of the Darul Uloom, Deoband have been asked to give and have with great piety delivered fatwas."

(Page-75)

"The volumes of fatwas devote pages and pages to an even more exotic subject......" (Page-75)

"Again not a momentous question exactly, not Quite the Question one would think of as a religious one." (Page-78)

"The Querists ask these and other Questions as Questions of religion." (Page-90)

—ઉપરોક્ત અવતરણોમાં શૌરીએ આ વાતની ઠેકડી ઉડાવી છે કે મુસ્લિમો સાવ ક્ષુલ્લક પ્રકારના સવાલો માટે ઉલમાઓ પાસે ધાર્મિક માર્ગદર્શન મેળવવા જાય છે. આ અંગેનું શૌરીનું આશ્ચર્ય એમને ઠેકડી ઉડાવવા સુધી દોરી ગયું છે એ જ બતાવે છે કે મુસ્લિમો પ્રત્યે એમના માનસમાં કેટલો ધિક્કાર પ્રવર્તે છે; પરંતુ શૌરી ઈસ્લામને પણ કેવળ એક 'ધર્મ' સમજી બેઠા હોવાથી આપણે એમને આ પ્રકારના મંતવ્યો વ્યકત કરવા માટે 'મઅઝૂર' (ક્ષમ્ય) ગણવા જોઈએ !

## (૪) મુસ્લિમ પર્સનલ લૉ પ્રત્યેની અરુચિ :

આ પુસ્તકના પ્રેરણાબળો પૈકીનું એક પ્રેરકબળ છે શૌરીની મુસ્લિમ પર્સનલ લૉ પ્રત્યેની અરુચિ. તે સમાન સિવિલ કોડની હિમાયત કરે છે તેથી ઈસ્લામના કૌટુંબિક જીવન ઉપર તેમને ભારે ક્રોધ છે. ભારતીય મુસ્લિમ સમાજ ઉપર ઉલમાઓના પ્રભાવને તે સાંખી શકતા નથી, તેનું

કારણ પણ આ જ છે કે એનાથી સમાન સિવિલ કોડને લાગુ કરવાના માર્ગમાં જબરદસ્ત અવરોધો ખડાં થઈ ગયાં છે. અરુણ શૌરીએ આ પુસ્તકમાં મુસ્લિમ પર્સનલ લૉ ના વિવિધ પાંસાં (નિકાહ, તલાક, સ્ત્રીના અધિકારો વગેરે)ની વિસ્તૃત ચર્ચા કરી છે અને આ કૌટુંબિક કાયદાઓ કેટલાં Out of Date છે તે સમજાવવાની મથામણ કરી છે, જેથી 'મુસ્લિમ પર્સનલ લૉ' પ્રત્યેના અણગમાને રાષ્ટ્રવ્યાપી બનાવી શકાય અને મુસ્લિમો પણ તેનાથી નફરત કરવા લાગે અને સમાન સિવિલ કોડ લાગુ કરવા આડેના દરેક અંતરાયને દૂર કરી શકાય. મુસ્લિમ પર્સનલ લૉ આમ પણ ભારતમાં વ્યાપક ચર્ચાનો વિષય બનેલ છે અને કટ્ટરવાદી જૂથો મુસ્લિમો વિરુદ્ધની પ્રચારલીલા માટે વારંવાર તેનો દુરૂપયોગ કરે છે. શૌરી આ કટ્ટરવાદી જૂથોના વૈચારિક પ્રતિનિધિ હોવાથી મુસ્લિમ પર્સનલ લૉ ની સમાપ્તિ માટે જેટલો વ્યાયામ કરે તેટલો ઓછો છે. આ પુસ્તકના પ્રકરણ–૧૧ (To give history a helping hand)માં શૌરીની આ માનસિકતા સ્પષ્ટ થાય છે. તે લખે છે :

"We should show how utterly false is the propaganda of the fundamentalists."The judgement goes against Article 25 which guarantees freedom of religion," they said in the case of Shah Bano, they say now in the case of Justice Tilhari."

(Page-656)

(અર્થાત્ આપણે સમજાવી દેવું જોઈએ કે રૂઢિવાદીઓનો પ્રચાર કેટલો બધો વાહિયાત છે. શાહબાનું કેસમાં તેઓએ શોર મચાવી મૂકયો હતો કે આ ચુકાદો બંધારણની કલમ–૨૫, કે જે ધાર્મિક સ્વતંત્રતાની

બાંહેધરી આપે છે, ની વિરુદ્ધ જાય છે. આ જ વાત તેઓ હવે જસ્ટિસ તિલ્હાશ કેસમાં કહી રહ્યા છે.")

શૌરીના ઉપરોકત શબ્દો તેમના મુસ્લિમ પર્સનલ લૉ પ્રત્યેના અણગમાને અભિવ્યકત કરે છે.

મુસ્લિમ પર્સનલ લૉ ની સમાપ્તિની ચર્ચાઓ કરીને ભારતીય મુસ્લિમો ઉપર મનોવિજ્ઞાનિક દબાણ અને બેચેની લાવવાના રાષ્ટ્રવ્યાપી પ્રયત્નો મુસ્લિમ–વિરોધી પરિબળો તરફથી વારંવાર થઈ રહ્યાં છે. અરુણ શૌરીનું આ પુસ્તક એ પ્રયાસોનો જ એક ભાગ છે. શૌરીએ કદાચ એવું ધાર્યું હશે કે આ પુસ્તક મુસ્લિમ પર્સનલ લૉ પ્રત્યે દેશના ઉદાર મતવાદી વર્ગમાં ઘૃણાની લાગણી પેદા કરી શકશે; પરંતુ દેશના મોટાભાગના વિદ્વાનોએ શૌરીના આ પુસ્તકને જાકારો આપ્યો છે તે મોટા આનંદની વાત છે. શૌરીના ખંડનાત્મક શ્રમને એક તરફ દેશના શાણા વિદ્વાનોએ વખોડી કાઢયો છે તો બીજી તરફ શૌરીની માનસિકતાથી સુપરિચિત મુસ્લિમ વિદ્વાનો અને ઉલમાએ કિરામે પણ આ પુસ્તકને બકવાસ ગણીને ખાસ મહત્ત્વ આપવાથી પરહેઝ કર્યો છે તે બાબત ખૂબ જ આનંદજનક અને શુભ છે.

– આ "The World of Fatwas"ના સર્જન પાછળનાં કેટલાંક મુખ્ય પ્રેરણાબળો જણાય છે. જો કે અરુણ શૌરી આ પુસ્તક લખવાની પ્રેરણા એમને કેવી રીતે મળી તે અંગે "વર્લ્ડ નેટવર્ક"ના પ્રતિનિધિઓ સાથેની મુલાકાતમાં કહે છે : "૧૯૮૫થી ભારતમાં શરીઅત વિશે વિવાદો થતા આવ્યાં છે. રાજીવ ગાંધીના વડાપ્રધાનપદ વખતે સુપ્રીમ કોર્ટે શાહબાનું કેસમાં ચુકાદો આપ્યો અને તે ચુકાદાની વિરુદ્ધમાં જાય એવો ખરડો સંસદે પસાર કર્યો ત્યારથી સતત શરીઅત વિશે ઉગ્ર

ચર્ચાઓ થતી રહી છે. મારા મત મુજબ શરીઅતને આગળ રાખીને કરવામાં આવેલા દાવા બિનપાયેદાર છે. શરીઅત એટલે આ જ એક ચોક્કસ કાયદાઓની પોથી એવું તો છે જ નહીં... શરીઅતનું સમગ્ર અસ્તિત્ત્વ કુરઆન પર આધારિત છે એવું કહેવું કે માનવું તદ્દન ભૂલભરેલું છે, કારણ કે કુરઆનનો ઘણો નાનો હિસ્સો, માંડ ૭૦ થી ૮૦ જેટલી ઉકિતઓ મુસ્લિમોના જીવનને લગતા કાયદાઓને સ્પર્શે છે. શરીઅત તો અલ્લાહની દેણ છે, એમાં કોઈ ફેરફાર ન થઈ શકે એવો દાવો પણ ખોટો છે, કારણ કે મારું સંશોધન પુરવાર કરે છે કે એમાં સતત ફેરફારો થતા રહે છે. આ વાત હું મારા અગાઉના કેટલાંક પુસ્તકોમાં એક યા બીજી રીતે કહેતો રહું છું. મેં કુરઆન અને હદીષનો ઊંડો અભ્યાસ કર્યો છે. આપણા રોજિંદા જીવન માટે જેમ ભારતનું બંધારણ છે, બંધારણની મર્યાદામાં રહીને તૈયાર થયેલા કાયદાઓ છે અને એ કાયદાઓના આધારે અદાલતોએ આપેલા ચુકાદા છે એમ મુસ્લિમો માટે આ ફતવાઓ એક રીતે જોઈએ તો એમના કાયદાના નિષ્ણાતોએ આપેલા ચુકાદા અથવા તો મંતવ્યો છે. કોઈ વિવાદ ઊભો થાય ત્યારે નિષ્ણાતો પાસે જઈને મદદ માગવામાં આવતી હોય છે અથવા તો કયારેક સામેથી તેઓ કેટલાક પ્રશ્નો અંગે પોતાના અભિપ્રાયને પ્રગટ કરતા હોય છે. ઈસ્લામના પાયા સમાન કુર્આન અને હદીષને ઘણી વખત આ અભિપ્રાયો—ચુકાદાઓ સાથે કોઈ લેવાદેવા હોતી નથી....'' (વર્લ્ડ નેટવર્ક, ૨૫–૧૨–૧૯૯૬)

—ઉપરોકત શબ્દોમાં અરુણ શૌરીના ઈસ્લામ અને મુસલમાનો પ્રત્યેનાં દ્વેષભાવ, અજ્ઞાન, પૂર્વગ્રહો અને ગેરસમજ આ બધું એક સાથે જોવા મળે છે. ''મેં કુઆંન અને હદીષનો ઊંડો અભ્યાસ કર્યો છે'' અને ''કુર્આન અને હદીષને ઘણી વખત આ અભિપ્રાયો—ચુકાદાઓ

(ફતવાઓ) સાથે કોઈ લેવા દેવા નથી હોતી'' જેવાં શૌરીના વિધાનો કેટલાં બધાં હાસ્યાસ્પદ અને વાહિયાત છે એ તો શૌરીનું પુસ્તક ધ્યાનપૂર્વક વાંચનાર કોઈ પણ વાચક સમજી શકે તેમ છે. સાથે સાથે આ પુસ્તક લખવા માટેની એમને કેવી રીતે પ્રેરણા મળી તે અંગેની એમની કેફિયત પણ આ શબ્દોમાંથી ઉઘાડી પડી જાય છે. વાચક આ પ્રેરણાબળોનો અભ્યાસ કરીને શૌરીના આ પુસ્તક વિશે સરળતાથી આ નિર્ણય ઉપર આવી શકે છે કે કેવળ મુસ્લિમોને હલકાં ચીતરવાની ગંદી નિયતથી જ તે લખાયું છે અને વાસ્તવિકતાઓ સાથે તેને દૂરનો પણ સંબંધ નથી. કેમ કે, કુર્આન અને હદીષનો ઊંડો અભ્યાસ કર્યો હોવાનો જે માણસ દાવો કરતો હોય તેને જગતના કરોડો માણસોની સ્વીકૃત જીવનવ્યવસ્થામાંથી (એટલે કે કુર્આન અને હદીષમાંથી) કશું જ સારું હાથ ન લાગે એ કયાંથી શકય છે ? અને જો વાસ્તવમાં આવું બન્યું હોય, જેમ કે શૌરી સાથે બન્યું, તો આ સિવાય બીજું શું કહી શકાય કે ''ઊંડા અભ્યાસ''– નો એનો દાવો પૃથ્વી ચોરસ હોવાના દાવા બરાબર છે ? !

ઝકરિય્યા એ. પટેલ

જવાહર રોડ, લુણાવાડા–૩૮૯ ૨૩૦